વામભુજાએ લોચન ફરકે, નગ્રમાં ઉતપાત;
ભીમને કહે કુશળ નહીં હવે, એહેવે આવ્યા અર્જુનભ્રાત,
સમાચાર પુછયા જાદવરાયના, કુશળ પ્રદ્યુમન રામ;
સાંબકુમાર ને ગદ ભાનુ, અનિરૂધ એ સાવધાન.
શ્રીકૃષ્ણનો પરિવાર સરવે, કુશળ છે બોલ્યા સૂખ;
જાણીએ તાંહાં કલપાંત થયો, નિસ્તેજ દીસે મૂખ.
કંઠ ગદગદ નેત્ર જળ, પછે વદ્યા મુખથી વાણ;
ભકતવત્સલ ગયે મેં તમ, મળવા રાખ્યા પ્રાણ.
જેહેને પ્રતાપે પૃથ્વી જીતી, રાજ કરો છો રાય;
તે મુરત દિસતી નથી, મેં વિજોગ કેમ સેહેવાય.
મુજ વિના ભોજનને અટકી, બેસતા વિશ્વનાથ;
અર્જુન આવે તાહારે ભોજન, સેન કરતુ સાધ.
રાજસુ એ જગનમાંહે, કરયાં ઘરનાં કામ;
પત્રાવળ જુઠી વિપ્રની, લઇ નાખતા શ્રીભગવાન.
મચ્છ વેધી દ્રૌપદી લાવ્યા; સભામાં પુરયાં ચીર;
લાખાગૃહથી બળતા રાખ્યા, દુર્વાસા વન વીર.
સદાશિવને જીત્યા જુધમાં, દહ્યું ખાંડવ વંન;
ઇંદ્રાસન જઇ અર્ધા આસને, બેસતા રાજંન.
ગૌધેન વાળી ગયા કૌરવ, સાંભળ્યું એ કાન;
ઉત્તરકુંવર લઇ સંગે, રથ ખેડયો તેણે ઠામ.
ભીષ્મ દ્રોણ કરણ શલ સરખા, મહારથી મહા ધીટ;
મોહાસ્ત્ર કરી મોહ પમાડયા, લાવ્યા, ગૌ થઇ જીત.
જુદ્ધ કરી તેહેને જીતી આવ્યા, પડયું જગમાં નામ;
ગૌ વાળે તેહ અર્જુન, પ્રતાપ શ્રીભગવાન.
કૌરવ રૂપી સૈન્યાસાગર, તરયા છૌ સ્વામીનાથ:
બે ભુજે માહારી રક્ષા કરતા, બે જુદ્ધ સૈન્ય સાથ.
રક્ષા કરીને રાખના પ્રજાપર, પુરયા એમ મનોરથ;

હરદ્વારમાં મૈત્રેય મળી તેણે, કહ્યું તત્વજ્ઞાન.
એ આદ અંત ને મધ્ય વ્યાપી, રહ્યા પુર્ણાનંદ;
વિદુર મત્રેય સવાદ છે ઘણો, જાણજો એ સત.
ઓધવ બદ્રિકેદાર દેહ તજી, ગયા તેજ નિજધામ;
વિદુર હસ્તિનાપુર આવી, મળ્યા પાંડવ ગામ.
ધૃતરાષ્ટર ગાંધારીને જઈ, મળ્યા કરયું રૂદંન;
સમજાવી કહ્યું ભાઇને, હવે કરવું કાંઇ સાધંન.
એ ભીમે તાહારા પુત્ર હણ્યા, તેહેને હાથે જસે કેમ;
પ્રતિબોધ કરી લઇ ગયા છે, એહ બદ્રિકાશ્રમ.
જોગ અભ્યાસે દેહ તજી ગયા, દંપતી નિજ ધામ;
પ્રભાસે જઇ વિદુરે દેહ મુકી, પામ્યાં ઉત્તમ ઠામ.
પ્રાતઃકાળ આવ્યા સેવા કરવા, જુધિષ્ટિર રાજંન;
દીઠાં નહીં માતતાત સંજય, કીહાં ગયા દુખમંન.
નેત્રભરી કહે મુને વંચી, ગયા પુણ્ય શ્રી લોક;
સાંભળી એહેવો શોક કરતાં, આવ્યા નારદ મોક્ષ.
પરમપદને પામ્યા તેહેનો, શાને કરોછો શોક;
તે ગયા કાળે તમને જાવું, રેહેશે નહીં જુઓ કોઈ લોક.
સરામાં આવી રાત્રે વાસો, રહે વટાઉ લોક;
પ્રભાતે ઉઠી જાયે દશે દશાયે, જેમ હટવાડે લોક.
કોહોના માતતાત બંધું સ્વામી, કોહોના પુત્ર સ્રી ધંન;
તમો જ્ઞાની એ વિષ્ણું માયા, જુઓ વિચારી મંન.
જે આવ્યો તેહેનો નાશ અહિયાં, રહે નહીં કો સ્થીર;
કો સુખાસન બેસી જાય છે, કો બાંધ્યા જાય જંજીર.
ઇશ્વર આધીન જગ્ત સરવે, સ્વાધીન નહીં કોય;
રહ્યા ગયાનો શોચ ન કરવો, કહિ ગયા મુનિ જન.
જુધિષ્ઠિર ચિંતા કરે, હજુ આવ્યા નહીં અર્જુન;
સાત માસ તેહેને વહી ગયા, તાંહાં થયું કાંઇ વિઘ્નંન.

વામભુજાએ લોચન ફરકે, નગ્રમાં ઉતપાત;
ભીમને કહે કુશળ નહીં હવે, એહેવે આવ્યા અર્જુનભ્રાત,
સમાચાર પુછયા જાદવરાયના, કુશળ પ્રદ્યુમન રામ;
સાંબકુમાર ને ગદ ભાનુ, અનિરૂધ એ સાવધાન.
શ્રીકૃષ્ણનો પરિવાર સરવે, કુશળ છે બોલ્યા સૂખ;
જાણીએ તાંહાં કલપાંત થયો, નિસ્તેજ દીસે મૂખ.
કંઠ ગદગદ નેત્ર જળ, પછે વદ્યા મુખથી વાણુ;
ભકતવત્સલ ગયે મેં તમ, મળવા રાખ્યા પ્રાણુ.
જેહેને પ્રતાપે પૃથ્વી જીતી, રાજ કરો છો રાય;
તે મુરત દિસતી નથી, મેં વિજોગ કેમ સેહેવાય.
મુજ વિના ભોજનને અટકી, બેસતા વિશ્વનાથ;
અર્જુન આવે તાહારે ભોજન, સેન કરતુ સાથ.
રાજસુ એ જગ્નમાંહે, કરયાં ઘરનાં કામ;
પત્રાવળ જુઠી વિપ્રની, લઇ નાખતા શ્રીભગવાન.
મચ્છ વેધી દ્રૌપદી લાવ્યા; સભામાં પુરયાં ચીર;
લાખાગૃહથી બળતા રાખ્યા, દુર્વાસા વન વીર.
સદાશિવને જીત્યા જુધમાં, દહ્યું ખાંડવ વંન;
ઇંદ્રાસન જઇ અર્ધા આસને, બેસતા રાજંન.
ગૌધેન વાળી ગયા કૌરવ, સાંભળ્યું એ કાન;
ઉત્તરકુંવર લઇ સંગે, રથ ખેડયો તેણે ઠામ.
ભીષ્મ દ્રોણ કરણ શલ સરખા, મહારથી મહા મીટ;
મોહાસ્રજ કરી મોહ પમાડયા, લાવ્યા, ગૌ થઇ જીત.
જુદ્ધ કરી તેહેને જીતી આવ્યા, પડયું જગમાં નામ;
ગૌ વાળે તેહ અર્જુન, પ્રતાપ શ્રીભગવાન.
કૌરવ રૂપી સૈન્યાસાગર, તરયા છૌ સ્વામીનાથ;
બે ભુજે માહારી રક્ષા કરતા, બે જુદ્ધ સૈન્ય સાથ.
રક્ષા કરીને રાખના ધજાપર, પુરયા એમ મનોરથ;

અ'ઢાર ક્ષોહિણી સૈન્ય મધ્યે, રાખ્યો રથ સમરથ
તૃષા લાગી અશ્વને, મારયું બાણ પૃથવી હીન.
જળ કાહાડી મેં પાયા જુદ્ધમાં, જો હતા સ્વામીન.
- મુજમાટે ચતુર્ભૂજ થઈ, કરતા હરિ સંગ્રામ;
પોતાનું અંગ આગળ કરે, રખે મિત્રને લાગે બાણ
સારથી થઈ રથ હાંકયા, કરાવ્યાં નીચ કામ;
કોઈ વેળા મે સભા મધ્યે, હાસ કીધું ભગવાન.
અપરાધ માહારો સહ્યો તેણે, ચઢી નહીં કાંઇ રીસ;
એહેવી મુજ પરતીત તે આજ, તજી ગયા ભાઈ ઇ:
બ્રહ્મશ્રાપે જાદવ મુઆ, રહ્યો એક વજ્રનાભ;
સાંભળી મુરછા થઇ રાયને, પડયા કરે વિલાપ.
નકુળ સહદેવ ભીમસેને, જાણી વાત તતક્ષણ;
કુંતા દ્રૌપદી સુભદ્રા સહુયે, કરયાં બહુ રૂદંન.
કુંતા કેહે ઘણા દિવસ થયા મુને, મળ્યા નહીં જોઉ વાટ
આવો તો ઓહોણાચારી કરૂં હું, સુના કરૂ છો સાદ.
જાહારે અમને કષ્ટ પડે તાહારે, આવતા ભગવાન;
તે અમને મુકી કાંહાં ગયા, કુંતાએ તજિયા પ્રાણ.
પારથ કહે હરિયે કહ્યું, અહીં રેહેશો મો રાજંન;
પરિક્ષિતને તવ રાજ આપી; ગયા સ્વર્ગસદંન.
શુકદેવ કહે સુણો રાયજી, કહ્યાં કૃષ્ણચરિત્ર અતિરમ્ય:
સુતપુરાણીયે શૌનક આગળ, કહી કથા પરિબ્રહ્મ.
હેમાચળમાં જાત ચાહારે, ગળ્યા દ્રૌપદી સંગ;
સ્વદેહી ધર્મ ગયા વૈકુંઠ, પામ્યા પદ શ્રીરંગ.
શ્રોતાજન અહંમમતા મુકી, ભજવા શ્રી ભગવાન;
પતિવ્રતા બેઠી રહી, જુઓ ગણિકા ચઢિ વેમાન
વજ્રનાભને મથુરાંનું, રાજ આપી ગયા ધર્મ;
પ્રજાનું પાળણ કરે, સુણો શ્રોતાજંન

શ્રીભાગવત કથા પ્રેમે, સાંભળે નરનાર;
શ્રોતા વકતા પુછક જન, તે પામે પંદ નિરધાર.
ભગવાન પ્રિય અર્થે કહ્યું, જનરંજને શું થાય;
કોઈ નંદો કોઇ વંદો કાંઇ કહો, પ્રેમે ગાયા ગુણ જદુરાય,
સંવંત સત્તર છન્નુએ, વસંત પંચમી દંન[1]; ૧૭૯૬,
દશમસ્કંધ પૂરણ થયો છે, ધાએતામો હરિજંન.
હરિજન કો ખોડમો હેશો, અજાણે કીધો ગ્રંથ;
માહારા હૃદયમાં હરિ વસ્યા, તેણે કહ્યું છે એ સંત
કરતા હરતા પોતે શ્રીહરિ, નિમિત માત્ર હું દાસ;
શ્રોતા વકતા બ્રહ્મ હરિજન, ભજવા શ્રીઅવિનાશ

## વલણ.

ભજવા શ્રીભગવાન એમ થયા, અધ્યાય નેવું ભણ્યા રામરે;
મનદાસના સુતસુત કહે, સુંદર મેવાડા નામરે.

---

૧ એ લીટીની પછી સઘળી ગુ૦ પ્રતોમા આ ત્રણ લીટી
—અધ્યાય બાવનથી અધુરોરે, તે હરિકૃપાએ થયો સંપૂર્ણ રાવ
ર પ્રગણા મધ્યે ધાએતામો વાસ.
સુંદર હરિનો દાસ કહે પ્રભુ રાખો ચરણ નિવાસ.
* એ ગુ૦ પ્રતમા વલણ છેજ નહીં, એ ગુ૦ પ્રતમા માત્ર પહેલી
લીટી અંતે જૂજ ફેર છે.